શ્રી કૃષ્ણશરણં મમ.

# ધાર્મીક ત્રીજી પોથી.

( ધાર્મીક બાળશાળાઓમાં વંચાતી. )

ચારે વર્ણના સ્ત્રીપુરૂષો તથા બાળકો માટે.






સંશોધક—ભટ્ટ રામશંકર મૈનજી.

મોક્ષ મંદીર—અમદાવાદ.


---

ભગવતિ બ્હેન નાનીની સદ્ગતિ અર્થે


પ્રગટ કરનાર—પીતાંબરદાસ કેવળદાસ શાહ.

રાજામહેતાની પોળ—અમદાવાદ.

---

સંવત ૧૯૭૮ અશાડ સુદી ૧. આવૃતિ પહેલી. પ્રત ૨૦૦૦

---

કીંમત અમૂલ્ય.

## શ્લોકો.

૧ યં બ્રહ્માવરૂણેંદ્રરૂદ્રમરૂતઃ સ્તુન્વંતિ દિવ્યૈઃ સ્તવૈર્,
વૈદૈઃ સાંગપદક્રમોપનિષદૈર્ગાયંતિ યં સામગાઃ ।
ધ્યાનાવસ્થિતતદ્ગતેન મનસા, પશ્યંતિ યઃ યોગિનો,
યસ્યાંતં ન વિદુઃ સુરાસુરગણા, દેવાય તસ્મૈ નમઃ ॥

૨ ધૈર્યં યસ્ય પિતા ક્ષમા ચ જનની, શાન્તિશ્ચિરં ગેહિની,
સત્યં સૂનુ રયં દયા ચ ભગિની, ભ્રાતા મનઃ સંયમઃ ।
શય્યા ભૂમિતલં દિશોઽપિ વસનં, જ્ઞાનામૃતં ભોજન—
મેતે યસ્ય કુટુમ્બિનો વદ સખે, કસ્માદ્ ભયં યોગિનઃ ॥

---

## સૂચના.

**ધાર્મીક પ્રથમ પોથી**-બ્રાહ્મણોના બાળકો માટે.
**ધાર્મીક બીજી પોથી**-બ્રાહ્મણ સિવાય તમામ સ્ત્રી પુરૂષો માટે.
**ધાર્મીક ત્રીજી પોથી**-ચારે વર્ણના સ્ત્રી પુરૂષો તથા બાળકો માટે.

(શાળામાં ભણવા આવે તેને જ માટે આ પોથીઓ તૈયાર કરી છે. ધર્મપ્રેમી સ્ત્રી પુરૂષોએ આ શાળાઓ જોવા જેવી છે.)

**સંશોધક.**

---

અમદાવાદ-ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપી.

## નિવેદન.

આ પુસ્તક બાળશાળાઓ માટે છે. બે પોથીઓ નીકળી ચૂકી છે. તેમાં બાળશાળા, નિવેદન તથા ભાવનાના વિષયો લખાઇ ચૂકયા છે, જગ્યાના સંકોચને લીધે આ પોથીમાં તે વિષયો લીધા નથી. તે ત્રણે વિષયો જીજ્ઞાસુ સ્ત્રી પુરૂષો પ્રથમ અગર દ્વિતીય પોથીમાંથી વાંચી લેશે. પ્રકાશક.

---

## વિદ્વાનોની અકળામણ—અને પછી ખુલાસો.

### શ્લોક.

અનંત શાસ્ત્રં, બહુ વેદિતવ્યં
અલ્પશ્ચ કાલો, બહવશ્ચ વિઘ્નાઃ ।
યત્સારભુતં, તદુપાસિતવ્યં,
હંસો યથા ક્ષીર, મિવાંબુમિશ્રં ॥ ૧ ॥

અર્થ—શાસ્ત્રો ઘણા અને જાણવાનું પણ ઘણું છે પણ કાળ થોડો—આયુષ્ય થોડું—તેમાંએ આ કામ કરવા માટે વખત પણ થોડામાં થોડો—ત્યારે ? જવાબ—જે કાંઈ સારભૂત—માખણ જેવું હોય, તેનું સેવન કરીએ, કારણ કે હંસ પણ જળ ને દુધની મેળવણીમાંથી માત્ર દુધને ખેંચી લેછે—પાણી પડયું રહે છે.

## પ્રભુને પ્રણામ.

### શ્લોકો.

નમોઽસ્ત્વનન્તાય સહસ્ત્ર મૂર્તયે,
સહસ્ત્ર પાદાક્ષિશિરોરૂબાહવે; ।

સહસ્ર નામ્ને પુરૂષાય શાશ્વતે,
સહસ્ર કોટીયુગધારિણે નમઃ ॥

રાગ–માલિની.

અસિત ગિરિસમં સ્યાત્ કજ્જલં સિન્ધુપાત્રે,
સુર તરૂવર શાખા લેખિની પત્રમૂર્વી
લિખતિ યદિ ગ્રહીત્વા શારદા સર્વકાલમ
તદપિ તવ ગુણાનામીશ પારં ન યાતિ ॥

રાગ–માલિની.

ત્વરિતનિહતકંસં, યોગિ હૃદ્યાબ્જ હંસં,
યદુકુમુદસુચંદ્રં, રક્ષણે ત્યક્તતન્દ્રમ્ ।
શ્રુતિજલનિધિસારં, નિર્ગુણં નિર્વિકારમ્,
હૃદય ભજ મુકુન્દં, નિત્ય માનંદકન્દમ્ ॥

( ગટુલાલજી. )

અર્થ—જેણે ત્વરાથી કંસને માર્યો હતો, તથા જે યોગીઓના હૃદયમાં રાજહંસની માફક રહે છે, તથા જે યદુકુળરૂપી કુમુદના વનને ખીલવનાર ચંદ્ર છે તથા જે રક્ષણ કરવામાં આળસ રહિતછે, તથા જે શ્રુતિઓરૂપી મહાસાગરમાં સારરૂપ છે, જે નિર્ગુણ છે–જે નિર્વિકાર છે એવા નિત્ય આનંદના કંદરૂપી મુકુન્દ–શ્રીકૃષ્ણને હે મન ભજ.

ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ, ત્વમેવ બંધુશ્ચ સખા ત્વમેવ;
ત્વમેવ વિદ્યા દ્રવિણં ત્વમેવ, ત્વમેવ સર્વં મમદેવ દેવ. ॥
શાંતાકારંભુજગશયનં, પદ્મનાભં સુરેશં,
વિશ્વાધારં ગગનસદૃશં, મેઘવર્ણં શુભાંગં;

લક્ષ્મીકાંતં કમલનયનં, યોગિભિર્ધ્યાનગમ્યં;
વંદે વિષ્ણું ભવભયહરં, સર્વલોકૈકનાથં. ॥

### શ્લોક.

**વિદ્યા સબૂંધી—**

(૧) ન ચોરચોર્યં, ન ચ રાજહાર્યં,
ન ભ્રાતૃભાજ્યમ્, ન ચ ભારકારિ !
વ્યયે કૃતે વર્ધત એવ નિત્યં;
વિદ્યાધનં સર્વધનપ્રધાનમ્ ॥

**ધર્મ સબંધી—**

(૨) ચલં ચિત્તં ચલં વિત્તં, ચલે જીવિતયૌવને ।
ચલાચલમિદં સર્વં, ધર્મ એકો હિ નિશ્ચલઃ ॥

---

## શ્રી ચર્પટ પંજરીકા સ્તોત્ર.

### ( આદ્ય શંકરાચાર્યની પ્રસાદિ. )

ભજ ગોવિંદં ભજ ગોવિંદં, ગોવિંદં ભજ મૂઢમતે;
પ્રાપ્તે સન્નિહિતે મરણે, નહિ નહિ રક્ષતિ ડુકુગ્-કરણે—ભજ. ૧
બાલસ્તાવત્ક્રીડાસક્તસ્તરૂણસ્તાવત્તરૂણીરક્તઃ
વૃદ્ધસ્તાવચ્ચિંતામગ્નઃ, પરે બ્રહ્મણિ કોપિ ન લગ્નઃ—ભજ. ૨
અંગં ગલિતં પલિતં મુંડં, દશનવિહીનં જાતં તુંડમ;
વૃદ્ધોયાતિ ગૃહિત્વા દંડં, તદપિ ન મુંચત્યાશાપિંડમ્—ભજ. ૩
પુનરપિ જનનં પુનરપિ મરણં, પુનરપિ જનની જઠરે શયનમ્;
ઇહ સંસારે ખલુ દુસ્તારે, કૃપયાઽપારે પાહિ મુરારે;—ભજ. ૪

દિનમપિ રજની સાયંપ્રાત; શિશિરવસન્તૌ પુનરાયાત;
કાલઃ ક્રીડતિ ગચ્છત્યાયુસ્તદપિ ન મુંચત્યાશાવાયુઃ–ભજ. ૫
જટિલો મુંડી લુંચિતકેશઃ કાષાયાંબર બહુ ધૃતવેષઃ
પશ્યન્નપિ નચ પશ્યતિ લોક, ઉદર નિમિત્તં બહુકૃતશોકઃ–ભજ. ૬
વયસિ ગતે કઃ કામવિકારઃ, શુષ્કે નીરે કઃ કાસારઃ
ક્ષીણે વિત્તે કઃ પરિવારઃ, જ્ઞાતે તત્વે કઃ સંસારઃ–ભજ. ૭
અગ્રે વહ્નિ પૃષ્ઠે ભાનૂ, રાત્રૌ ચિબુક સમર્પિતજાનુઃ
કરતલ ભિક્ષા તરૂતલવાસસ્તદપિ ન મુંચત્યાશાપાશઃ–ભજ. ૮
યાવદ્વિત્તોપાર્જનસકતસ્તાવન્નિજ પરિવારોરકતઃ;
પશ્ચાજ્જર્જર ભૂતેદેહે વાર્તા કોઽપિ ન પૃચ્છતિ ગેહે–ભજ. ૯
રથ્યાકર્પટવિરચિતકંથઃ, પુણ્યાપુણ્ય વિવર્જિત પંથાઃ;
નત્વં નાહં નાયં લોકસ્તદપિ કિમર્થં ક્રિયતે શોકઃ–ભજ. ૧૦
નારીસ્તનભરજઘનનિવેષં, દૃષ્ટ્વા માયા મોહાવેશમ્ ;
એતન્માંસવસાદિ વિકારં, મનસિ વિચારય વારંવારં–ભજ. ૧૧
ગેયં ગીતાનામસહસ્રં, ધ્યેયં શ્રીપતિરુપમજસ્રમ્ ;
નેયં સજ્જન નિકટે ચિત્તં, દેયં દીનજનાય ચ વિત્તં–ભજ. ૧૨
ભગવદ્ગીતા કિંચિદધીતા, ગંગાજલલવકણિકાપીતા;
યેનાકારિ મુરારેરર્ચા, તસ્ય યમઃ કિં કુરૂતે ચર્ચામ્–ભજ. ૧૩
કોઽહં કસ્ત્વં કુતઆયાત, કા મે જનની કો મે તાતઃ
ઇતિ પરિભાવય સર્વમસારં, સર્વં ત્યકત્વા સ્વપ્ન વિચારમ્–ભજ.૧૪
કાતે કાન્તા કસ્તે પુત્રઃ, સંસારોઽયમતીવ વિચિત્રઃ
કસ્ય ત્વં ક કુતઆયાતઃ તત્ત્વં ચિંતય મનસિ ભ્રાતઃ–ભજ. ૧૫

સુરતટિનીતરૂમૂલનિવાસઃ શય્યાભૂતલમજિનં વાસઃ
સર્વપરિગ્રહ ભોગત્યાગઃ કસ્ય સુખં ન કરોતિ વિરાગઃ—ભજ. ૧૬

**સૂચના**—આ સ્તોત્રના પદચ્છેદ તથા અર્થ મોક્ષમણી પ્રથમ ભાગમાં થઇ ચૂકયા છે માટે વિશેષ જ્ઞાનના અધિકારીએ તે ગ્રન્થ વાંચવો.

સમાપ્તમ.

---

## અથ ગણપતિ સ્તોત્રમ્.

### ( ગણપતિની સ્તુતિ. )

પ્રણમ્ય શિરસા દેવં, ગૌરીપુત્રં વિનાયકમ્
ભકત્યા વ્યાસં સ્મરેન્નિત્યમાયુઃ કામાર્થસિદ્ધયે ॥ ૧ ॥
પ્રથમં વક્રતુણ્ડં ચ,[૧] એકદંતં દ્વિતીયકમ્;
તૃતીયં [૨]કૃષ્ણપિંગાક્ષં, ગજવકત્રં ચતુર્થકમ્ ॥ ૨ ॥
લમ્બોદરં પઞ્ચમં ચ, ષષ્ઠં [૩]વિકટમેવ ચ
સપ્તમમ્ [૪]વિઘ્નરાજેન્દ્રં, [૫]ધૂમ્રવર્ણં તથાષ્ટમમ્ ॥ ૩ ॥
નવમં ભાલચંદ્રં ચ, દશમં તુ વિનાયકમ્
એકાદશં ગણપતિં દ્વાદશં તુ ગજાનનં ॥ ૪ ॥
એતાનિ દ્વાદશ નામાનિ [૬]ત્રિસંધ્યં યઃ પઠેન્નરઃ
ન ચ વિઘ્નભયં તસ્ય, સર્વસિદ્ધિર્ભવેદ્ધ્રુવમ્ ॥ ૫ ॥
વિદ્યાર્થી લભતે વિદ્યાં, ધનાર્થી લભતે ધનમ્
પુત્રાર્થી લભતે પુત્રં, મોક્ષર્થી લભતે ગતિમ્ ॥ ૬ ॥
જપેદ્‌ગણપતિસ્તોત્રં ષડ્ભિર્માસૈઃ ફલં લભેત્
સંવત્સરેણ સિદ્ધિં ચ, લભેચ્ચાત્ર ન સંશયઃ ॥ ૭ ॥

અષ્ટૌ વૈ ⁷બ્રાહ્મણાન્ ⁸જાતુ, લિખિત્વા યઃ સમર્પયેત
તસ્ય વિદ્યા ભવેત્સદ્યો, ગણેશસ્ય પ્રસાદતઃ ॥ ૮ ॥
( ઇતિ નારદપુરાણે ગૌરીહરસંવાદે ગણપતિસ્તોત્રં. )

૧ બીજું નામ એકદંત હો. ૨ કાળી અને પીળી આંખ વાળા. ૩ વિકટ ૪ વિઘ્નનો નાશ કરનારા દેવોમાં ઇંદ્ર સમાન ૫ ભુખરા રંગનો ૬ સવાર બપોર અને સાંજે. ૭ બ્રાહ્મણોને. ૮ કદાપિ.

---

## શ્રી આદ્ય શંકરાચાર્યનું "આત્મષટ્ક સ્તોત્રમ્,"

મનોબુદ્ધયહંકાર ચિત્તાનિ નાહં,
ન ચ શ્રોત્રજિહ્વે ન ચ ઘ્રાણ નેત્રે;
ન ચ વ્યોમભૂમી ન તેજો ન વાયુ
શ્ચિદાનંદરુપઃ શિવોઽહં શિવોઽહમ્. ॥ ૧ ॥
અહં ¹પ્રાણવર્ગો ન ²પઞ્ચાનિલા મે,
ન તોયં ન મે ³ધાતવો નૈવ ⁴કોશાઃ;
ન વાક્ પાણિ પાદૌ ન ચોપસ્થપાયૂ-ચિદાનંદ ॥ ૨ ॥
ન મે દ્વેષરાગૌ ન મે લોભ મોહૌ,
મદો નૈવ મે નૈવ માત્સર્યભાવઃ;
ન ધર્મો ન ચાર્થો ન કામો ન મોક્ષશ્ચિદાનંદ. ॥ ૩ ॥
ન પુણ્યં ન પાપં ન સૌખ્યં ન દુઃખં,
ન મન્ત્રો ન તીર્થં ન વેદા ન યજ્ઞાઃ,
અહં ભોજનં નૈવ ⁵ભોજ્યં ન ભોક્તા-ચિદાનંદ૦ ॥૪॥
ન મે મૃત્યુશંકા ન મે જાતિભેદઃ,

પિતા નૈવ મે નૈવ માતા ન જન્મ;
ન બન્ધુર્ન મિત્રં ગુરૂર્નૈવ શિષ્યશ્ચિદાનંદ૦ ॥૫॥
અહં નિર્વિકલ્પો નિરાકારરૂપો,
૬વિભુર્વ્યાપ્ય સર્વત્ર સર્વેન્દ્રિયાણિ;
સદા મે સમત્વં ન મુક્તિર્ન બન્ધશ્ચિદાનંદ૦ ॥૬॥

સમાપ્તમ્

૧ પ્રાણની જાતિ, ૨ પાંચપવન. ૩ સપ્તધાતુઓ, ૪ પાંચકોશો, ૫ ભોગવવાનો પદાર્થ ૬. અંદર અને બહાર.

---

## અથ આદિત્ય સ્તોત્રમ્ ।

## ( સૂર્યની સ્તુતિ )

આદિત્યઃ પ્રથમં નામ, દ્વિતીયં તુ દિવાકરઃ,
તૃતીયં ભાસ્કરઃ પ્રોક્તં, ચતુર્થં તુ પ્રભાકરઃ ॥૧॥
પઞ્ચમં તુ સહસ્રાંશુઃ, ષષ્ઠં ત્રૈલોક્યલોચનઃ
સપ્તમં હરિદશ્વશ્ચ, અષ્ટમં તુ વિભાકરઃ ॥૨॥
નવમં દિનકરઃ પ્રોક્તઃ, દશમં દ્વાદશાત્મકઃ
એકાદશં ત્રયોમૂર્તિર્દ્વાદશં સૂર્ય એવ ચ ॥૩॥
દ્વાદશાદિત્યનામાનિ, પ્રાતઃકાલે પઠેન્નરઃ
દુઃસ્વપ્નો નશ્યતે તસ્ય, સર્વદુઃખં ચ નશ્યતિ ॥૪॥
દદ્રુકુષ્ઠહરં ચૈવ, દારિદ્ર્યં હરતે ધ્રુવં,
યઃ પઠેત્પ્રાતરૂત્થાય, ભક્ત્યા નિત્યમિદં નરઃ ॥૫॥
સૌખ્યમાયુસ્તથારોગ્યં, લભતે મોક્ષમેવ ચ;

[1]અગ્નિમીળે નમસ્તુભ્યં;[2] ઇષેત્ત્વોર્જઃ સ્વરુપિણે ॥૬॥
[3]અગ્ન આયાહિ વીતયે, નમસ્તે [5]જ્યોતિષાં પતે;
[4]શન્નોદેવિ નમસ્તુભ્યં, જગચ્ચક્ષુર્હિ તે નમઃ ॥૭॥
પદ્માસનઃ [6]પદ્મકરઃ, [7]પદ્મગર્ભસમદ્યુતિઃ
સપ્તાશ્વરથસંયુક્તો, દ્વિભુજઃ સ્યાત્સદા રવિઃ ॥૮॥
[8]આદિત્યસ્ય નમસ્કારં, યે કુર્વન્તિ દિને દિને;
જન્માન્તર સહસ્રેષુ, દારિદ્ર્યં નોપજાયતે. ॥૯॥

॥ ઇતિ આદિત્ય સ્તોત્રમ ॥

૧ 'અગ્નિમીળે' ઋગ્વેદનો મંત્ર, ૨ 'ઇષેત્વોર્જઃ' એ યજુર્વેદનો મંત્ર ૩ 'અગ્ન આયાહિ વીતયે' સામવેદનો મંત્ર છે. ૪ 'શન્નોદેવિ' અથર્વવેદના મંત્ર આધારે વેદ જેનું સ્વરૂપ છે એવા તમને ૫ હે પ્રકાશના પતિ! ૬ કમળને ખીલાવનાર ૭ કમળના ગર્ભના જેવી જેની કાન્તી છે એવા ૮ સૂર્યને હમેશાં નમસ્કાર કરે છે.

---

## અથ 'રામહૃદયમ્'

### શ્રીમહાદેવ ઉવાચ—

તતો રામઃ સ્વયં પ્રાહ, હનુમન્તમુપસ્થિતમ્ ।
શ્રૃણુ તત્ત્વં પ્રવક્ષ્યામિ, [1]હ્યાત્માનાત્મપરાત્મનામ્ ॥૧॥
આકાશસ્ય યથા ભેદસ્ત્રિવિધો દૃશ્યતે મહાન્ ।
[2]જલાશયે મહાકાશસ્તદવચ્છિન્ન એવહિ ॥૨॥
પ્રતિબિંબાખ્યમપરં દૃશ્યતે ત્રિવિધં નભઃ ।

[3]બુદ્ધયવચ્છિન્ન ચૈતન્યમેકં [4]પૂર્ણમથાપરમ્ ॥૩॥
[5]આભાસસ્ત્વપરં બિમ્બભૂતમેવં [6]ત્રિધા ચિતિઃ ।
[7]સાભાસબુદ્ધેઃ કર્તૃત્વમવિચ્છિન્નેઽ વિકારિણિ ॥૪॥
[8]સાક્ષિણ્યારોપ્યતે ભ્રાન્ત્યા, જીવત્વં ચ તથાઽબુધૈઃ ।
[9]આભાસસ્તુ મૃષાબુદ્ધિ,રવિદ્યાકાર્ય મુચ્યતે ॥૫॥
[10]અવિચ્છિન્નં તુ તદ્ બ્રહ્મ, વિચ્છેદસ્તુ વિકલ્પિતઃ ।
[11]અવિચ્છિન્નસ્ય પૂર્ણેન, એકત્વં પ્રતિપાદ્યતે ॥૬॥
તત્ત્વમસ્યાદિવાકયૈશ્ચ, [12]સાભાસસ્યાહમસ્તથા ।
[13]ઐક્યજ્ઞાનં યદોત્પન્નં, મહાવાકયેન ચાત્મનોઃ ॥૭॥
તદા વિદ્યા સ્વકાર્યૈશ્ચ, નશ્યત્યેવ ન સંશયઃ ।
[14]એતદ્વિજ્ઞાય મદ્ભક્તો, મદ્ભાવાયોપપદ્યતે ॥૮॥
મદ્ભક્તિ વિમુખાનામ્ હિ, [15]શાસ્ત્રગર્તેષુ મુહ્યતામ્ ।
ન જ્ઞાનં ન ચ મોક્ષઃ, સ્યાત્તેષાં જન્મશતૈરપિ ॥૯॥
ઈદં [16]રહસ્યં હૃદયં મમાત્મનો, મયૈવ સાક્ષાત્ કથિતં,
[17]તવાનઘ ।
મદ્ભક્તિહીનાય શઠાય ન ત્વયા, [18]દાતવ્યમૈન્દ્રાદપિ
રાજ્યતોધિકમ્ ॥૧૦॥

ઇતિ શ્રીમદધ્યાત્મરામાયણે બાળકાણ્ડે–રામહૃદયમ્.

---

૧ જીવ (ચૈતન્ય), જડ અને પરમાત્મા. ૨ જળાશયમાં (ઉપર) રહેલું મહાકાશ એ આકાશથી યુક્ત છે. ૩ બુદ્ધિથી અવિચ્છિન્ન (યુક્ત) એવું ચૈતન્ય–એવો જીવ. ૪

અથ અપરમ્ પૂર્ણમ્. ૫ ત્રીજું મુર્તિરૂપ અગર છાયારૂપ જડ પદાર્થો. ૬ ત્રણ પ્રકારની વ્યાપકશક્તિ અગર બ્રહ્મ ચૈતન્ય. ૭ આભાસના જ્ઞાનથી એટલે જગત્‌ના દેખાવ ઉપરથી અખંડ અને અવિકારી ચૈતન્યે સ્વરૂપમાં એટલે પરમાત્મામાં કર્તાપણું માન્યું. ૮ બુદ્ધિથી યુક્ત. ૯ ખરામાં ખોટાપણું જણાય છે તે ગેરસમજણ છે. ૧૦ અખંડ. (વિચ્છેદ=અપૂર્ણપણું) ૧૧ દેહમાં રહેલો આત્મા. ૧૨ માયાથી ઘેરાએલો અવિદ્યાથી વ્યાપ્ત. (અહમઃ અહંપણું) ૧૩ એકપણાનું જ્ઞાન જ્યારે ઉત્પન્ન થાય છે. ૧૪ એમ જાણીને મારો ભક્ત મને પામવાને તત્પર થાય છે. ૧૫ શાસ્ત્રરૂપી ખાડામાં મોહ પામેલાને જ્ઞાન અગર મોક્ષ ન થાય. ૧૬ આ મારા આત્માનું ગુપ્ત જ્ઞાન. ૧૭ હે પાપરહિત પુરૂષ. ૧૮ ઇંદ્રના રાજ્યના કરતાં પણ અધીક જ્ઞાન દેવા જેવું નથી.

---

## પદ.

ગાજે ગાજે ગોવિંદ ગુણ નિત્ય ગાજે (૨)
ભાઈ રામ ગાજે–કાંતો શ્યામ ગાજે. ગાજે૦
હાથ વડે કરજે હરિ શેવા, ચરણે હરિદર્શન ધાજે. ગાજે૦
નિત્ય નિરખજે નંદના ચંદને, હરિજશ રસ સૌને પાજે.ગાજે૦
શીશ નમાવજે હરિ–હરિજનને, સત્સંગ તિર્થમાં
જઇ ન્હાજે. ગાજે૦
સખીરાધાના સ્વામીને ભજતાં, વગર શ્રમે વૈકુંઠ જાજે.ગાજે૦

## પદ.

બોલમાં બોલમાં બોલમાંરે, રાધાકૃષ્ણ વિના બીજું બોલમાં.
સાકર શેરડીનો સ્વાદ તજીને–કડવો લીંબડો છાલમાંરે. રાધા૦
ચાંદા સૂરજનું તેજ તજીને–આગિયા સંગાતે પ્રીત
જોડમાંરે. રાધા૦
હીરા મોતીને ઝવેર તજીને–કથીર સાથે મણી તોળમાંરે.। ધાર૦
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ–શરીર આપ્યું છે
સમતોલમાંરે. રાધા૦

## પદ.

કૃષ્ણ કાળારે મારા ચિત્તડાના ચોર, છૈયા નંદનારે મારા
કાળજાની કોર૦
ખભે ઓઢયો કામળોને, તેનો કાળો રંગ;
ઓ જાય ઓ જાય વંદ્રાવન ચંદ. કૃષ્ણ૦
પીળાં પિતાંબર, લકુટીયા છે લાલ,
ગૌવા ચરાવન, ચાલે નંદલાલ. કૃષ્ણ૦
વંદ્રાવન ચરાવી, મથુરામાં જાય,
ધૂપ પડે ભૂખ લગે, કૈસે ચલાય. કૃષ્ણ૦
બજાવે બંસરી, ધીમે ધીમે લાલ,
સખી મણીકે સ્વામી વ્રજલાલ. કૃષ્ણ૦

## પદ.

હરિ તમે મારાને હું તમારો,
જાણી પોતાનો મને તારોરે. હરિ તમે૦

કામક્રોધ મારી કેડે પડયા છે; કુડ કપટ મારાં ટાળોરે. હરિ૦
મને તો વ્હાલું હરિ નામ તમારૂં, સંસાર લાગે બધો
ખારોરે. હરિ૦
વ્હાનું તમારૂં માટે શરણેરે રાખો, અવગુણ નવ જોશો
મારોરે. હરિ૦
દાસાનું દાસ કહે ગુરૂને પ્રતાપે, આવ્યાં કારજ મારાં
સારોરે. હરિ૦

## પદ.

હરિનામ સુમર સુખધામ, જગતમેં જીવન દોદિનકા. જગતમેં૦
પાપ કપટ કર માયા જોડી, ગવકરે ધનકા,
સબી છોડકર ચલા મુસાફર, વાસ હુવા વનકા. જગતમેં૦
સુંદર કાયા દેખ લુભાયા, લાડ કરે તનકા;
છુટા શ્વાસ બિખર ગઈ દેહી, જયોં માલા મનકા. જગતમેં૦
જોબન નારી લગે પિયારી, મોજ કરે મનકા;
કાલ બલીકા લગે તમાચા, ભૂલ જાય ઠમકા. જગતમેં૦
યહ સંસાર સ્વપનકી માયા, મેલા પલ છીનકા;
બ્રહ્માનંદ ભજન કર બંદે, નાથ નિરંજનકા. જગનમેં૦

## પદ.

રામૈ રામ રટોને જગમાં જે ડાહ્યા ને શાણા (૨)
રામ રસામણ મીઠો મેવો, સકળ શાસ્ત્રનો સાર;
ઉંચ નીચનો મેળ નહીં ને (૨) રામ રટેથી પાર. રામૈરામ૦

પાઠપુજા યોગ યજ્ઞ તે નામ સમાન ન આવે રામ;
હરતે ફરતે સુતે બેઠે (૨), જો ઉભરાણો આવે. રામૈરામ૰
યાજ્ઞવલ્કયે કહ્યું ભારદ્વાજને, શિવ પાર્વતિનારિ રામ;
કાગ ભુશૅંડિએ કહ્યું ગરૂડને (૨), નીરખે નામ બલિહારિ. રામૈરામ૰

## કીર્તન ૧.

ચાલો તો શ્રીજી, જઇએરે, શ્રીમુખ સુંદર જોવાને૰
ચાલો તો ડાકોર જઇએરે. શ્રીમુખ૰
ચાલો તો દ્વારીકાં જઇએરે. શ્રીમુખ૰
આવો તો તત્પર થઇએરે. શ્રીમુખ૰
મને ઘેરમાં લાગે ઘેલુંરે. શ્રીમુખ૰
હું તો કાંઈ ન સમજી પહેલુંરે. શ્રીમુખ૰
હું તો ઘરનો ધંધો ભૂલીરે. શ્રીમુખ૰
હું તો અંગોઅંગે ફૂલીરે. શ્રીમુખ૰
મને ભૂખે ભોજન ન ભાવેરે. શ્રીમુખ૰
સેજડીએ નીંદ્રા ન આવેરે. શ્રીમુખ૰
મારા મનમાં મનમથ વસીયારે. શ્રીમુખ૰
મને લાગે પ્યારા રસીયારે. શ્રીમુખ૰
મોરલીમાં કામણુ કીધાંરે. શ્રીમુખ૰
મારા મન હરીને લીધાંરે. શ્રીમુખ૰
કોઇ નંદજીનો લાલ મીલાવોરે. શ્રીમુખ૰
યશોદાજીના પ્રાણ દીલાવોરે. શ્રીમુખ૰

# કીર્તન.

## શ્રીકૃષ્ણ જન્મ.

આનંદ સાગર ઉલટયોરે લોલ, (૨) શ્રી વસુદેવ દેવકીને દ્વારજો;
પ્રગટયા શ્રીકૃષ્ણ મનભાવતારે લોલ૦

આઠમ ભાદરવા વદીરે લોલ, (૨) રોહણી નક્ષત્ર બુધવારજો;
પ્રગટયા૦

પીળાં પીતાંબર પહેરીયાંરે લોલ, (૨) ઓઢયા ઉપરણા સારજો,
પ્રગટયા૦

ભાલે તિલક મૃગમદ તણાંરે લોલ, (૨) કુંડળ ઝળકે છે કાનજો;
પ્રગટયા૦

ચારે ભુજાએ આયુધ ધર્યાંરે લોલ, (૨) શંખચક્ર ગદા પદ્મજો,
પ્રગટયા૦

નાકે નવેસર શોભતાંરે લોલ, (૨) ચુની છે લાલ ગુલાલજો,
પ્રગટયા૦

અધર ઉપર મોતી ઢળકતાંરે લોલ, (૨) હડપચીએ હીરલાની
કાન્તિજો. પ્રગટયા૦

બાંહે બાજુબંધ બેરખારે લોલ, પહોંચી છે રત્ન જડાવજો,
પ્રગટયા૦

હાથે સોહે છે રૂડી મુદ્રિકારે લોલ, ઉર ગજમોતીના હારજો;
પ્રગટયા૦

કેડે સોહીએ કટી મેખળારે લોલ, ચરણે ઝાંઝરનો ઝમકારજો,
પ્રગટયા૦

એવા પ્રભુને નીરખતાંરે લોલ, દુઃખ ગયાં છે સર્વે દૂરજો;
પ્રગટયા૦
વસુદેવ દેવકીજી હરખીયાંરે લોલ, નિરખ્યાં શ્રીમુખ સ્વરૂપજો,
પ્રગટયા૦
આવા પ્રભુને કયાં રાખશુંરે લોલ, કોપ્યો છે કંસરાય ભૂપજો;
પ્રગટયા૦

[ આ પ્રમાણે વસુદેવ તથા દેવકીને, ગભરાયેલા જોઇને શ્રીકૃષ્ણે પોતાને નંદને ઘેર લઇ જવા કહ્યું. ત્યાં બાળ સ્વરૂપે યશોદાના પડખામાં સુતેલા શ્રી કૃષ્ણના રડવાથી શ્રી-યશોદા જાગ્યાં છે તે વખતે. ]

જાગ્યાં જશોદાજી તે સમેરે લોલ, નિરખ્યા શ્રી સુંદર શ્યામજો,
પ્રગટયા૦
નંદ અતિ ઘણું હરખિયારે લોલ, આપ્યાં છે રત્ન કેરાં દાનજો;
પ્રગટયા૦
ઘેર ઘેર તોરણ બાંધીયાંરે લોલ, માનિની મંગળ ગાયજો,
પ્રગટયા૦
હળદર દહીં ઘૃત દુધનીરે લોલ, મચી છે ત્યાં કાંઇ કીચજો;
પ્રગટયા૦
તાળી પડેને ફરે કુદડીરે લોલ, નાચે છે સૌ નર નારજો,
પ્રગટયા૦
બ્રહ્મા મહાદેવ મુની દેવતારે લોલ, બોલે છે જય જય કારજો;
પ્રગટયા૦

દેવનાં તે દુંદુભી વાગીયાંરે લોલ, વરસે છે કુસુમ અપારજો,
પ્રગટયા૦
એ સુખ શોભા શી કહુંરે લોલ, કહેતાં ન આવે પારજો;
પ્રગટયા૦
શ્રી વલ્લભચરણ પ્રતાપથીરે લોલ, વલ્લભદાસ જાય બલિહારજો.
પ્રગટયા૦

---

## શ્રી ડાકોરના રણછોડરાયને પ્રણામ.

### રાગ.—લલિત.

શ્રવણમંગલં કથનમંગલં, ચરિતમંગલં, ધ્યાનમંગલં;
શરણમંગલં સર્વમંગલં, નૌમિ તં પ્રભું, ડાકુરેશ્વરમ્ ॥૧॥
ઇંદિરાવરં ગોપિકાવરં, રાધિકાવરં રૂક્મિણીવરં;
શ્રીમતાં વરં શ્યામસુંદરં, નૌમિ તં પ્રભું ડાકુરેશ્વરમ્ ॥૨॥
દીનવત્સલં ભક્તવત્સલં, ધર્મવત્સલં ધેનુવત્સલં;
વિપ્રવત્સલં, વેદવત્સલં,— નૌમિ૦—॥૩॥
ગર્વગંજનં ભીતિભંજનં; ભક્તરંજનં તં નિરંજનં;
કંજલોચનં પાપમોચનં,— નૌમિ૦—॥૪॥

---

## પ્રભુ સ્તુતિ.

શાંતિ શાંતિ શાંતિ, પ્રભુ, શાંતિ સદા આપો; ટેક૦
પરમ કૃપા કરી કૃપાળ, કલેશ કષ્ટ કાપો. શાંતિ૦

શરણુ આવ્યો વિશ્વનાથ (૨) વંદન કરૂં જોડી હાથ (૨)
નામ જપું ભક્ત સાથ (૨) શાંતિ સુખ આપો. શાંતિ૦
કરૂણામય દૃષ્ટિ કરો (૨) હૃદય તિમિર સર્વ હરો (૨)
મનવાંછિત અર્થ પુરો (૨) સુણી તમે વિલાપો.. શાંતિ૦
જપી તમારૂં પુણ્ય નામ (૨) કરૂં છું તમને પ્રણામ (૨)
સત્ય શુદ્ધ ધર્મ સકળ દેશ વિષે સ્થાપો. શાંતિ૦

## પ્રભાત.

અખીલ બ્રહ્માંડમાં એક તું શ્રીહરિ, જુજવે રૂપે અનંત ભાસે;
દેવમાં દેવ તું તેજમાં તત્ત્વ તું, શુન્યમાં શબ્દ થઇ વેદ વાસે,
પવન તું પાણી તું ભૂમિ તું ભૂધરા, વક્ષ થઇ ફૂલી રહ્યો આકાશે;
વિવિધ રચના કરી એક તું શ્રીહરિ, જીવ તે શિવ છે એજ આશે,
વેદ તો એમ વદે શ્રુતિ સહુ સાખદે; કનક કુંડળ વિષે ન ભેદ દિસે;
ઘાટ ઘડીયા પછી નામરૂપ જુજવાં, અંતે તે એમનું એમ રહેશે,
વૃક્ષમાં બીજ તું બીજમાં વૃક્ષ તું, જોઉં પટંતરો એજ પાસે;
ભણે નરસૈયો શું માયામાં મોહી રહ્યા, પ્રીત કર પ્રેમથી તો પ્રગટ થાશે.

## પ્રભાતી.

હરિ હરિ રટણુ કર, કઠણુ કળિકાળમાં દામ બેસે નહીં
કામ સરશે.
ભક્ત આધિન છે શ્યામ સુંદિર સદા, તે તારાં કારજ સિદ્ધ
કરશે. હરિ૦

અલ્પ સુખ સારૂ શું મૂઢ ફુલ્યો ફરે, શીશ પર કાળ રહ્યો
દંત કરડે.
પામર પલકની ખબર તુજને નથી, મૂઢ શું જોઈને મુછ
મરડે. હરિ૦
પ્રૌઢ પાપે કરી બુદ્ધિ પાછી ફરી, પરહરિ થડ શું ડાળે
વળગ્યો.
નાથને ઈર્ષા છે નહીં જીવ પરે, આપને અવગુણે રહ્યોરે
અળગો. હરિ૦
પરપંચ પરહરો સાર હૃદયે ધરો, ઉચરો હરિમુખે અચળ
વાણી.
નરસૈયા હરિતણી ભકિત ભૂલીશમાં; ભકિત વિના બીજું
ધૂળધાણી. હરિ૦

## પ્રભાતી.

કૃષ્ણ કિરતન વિના નર સદા સુતકી, વિમળ કીધે વપુ શુદ્ધ ન થાએ;
સકળ તીરથ શ્રીકૃષ્ણ કિરતન કથા, હરિતણા દાસ જ્યાં હેતે,
ગાયે. કૃષ્ણ૦
પૂર્ણ પુરૂષોત્તમ નવલરંગી તજી, અન્ય દેવે જેનું મન મોહે;
કોટી ચિંતામણી કામધેનું તજી, મહીશીના પુત્રનું દુધ,
દોહે. કૃષ્ણ૦
અજમહાદેવ પણ સ્વપ્ને પેખે નહિ, નેતિ નેતિ કહી નિગમ વામે;
નરસૈયો રંક જશ ગાઇને રીજવે, સહસ્ર મુખે શેષ ન પાર
પામે. કૃષ્ણ૦

---

## પાછા હઠો-હતા ત્યાં આવો.

કેફી પુરૂષને પોતે ક્યાં છે તેનું ભાન હોતું નથી. આપણી પણ તેવીજ સ્થીતિ છે માટે પાછા હઠો-હતા ત્યાં આવો તો કાંઇક ધર્મની વાત કરીએ-સાંભળો.

### રાગ-મરશીયા.

હાય હાયરે હિંદુ પાણું જાય હાલ્યું;
હિંદુપણુ જાય હાલ્યું, બૂટ પાટલૂને ઘર ઘાલ્યુંરે-હાય૦
પાય ખાનામાં બીડીઆ ફુંકે,
પાન ચાવતાં ચાવતાં થુંકે
રીતભાતને માળવે મૂકેરે. હાય૦
શિખા સુત્ર તણા ઘણા વેરી,
દુરાચારે લીધાં ઘર વેરી;
ક્યા પાપના એ ફળ ઝેરીરે. હાય૦
પાઠ પુજન ક્યાં સાંભરે છે,
ગુણ દોષથી કોણ ડરે છે;
દેશ મેલીને દૂર ફરે છેરે. હાય૦
જુવો માથે ફીરંગી જેવા,
કરે સુંદરીની એક શેવા;
હાય હૈયે હરામના હેવારે. હાય૦
ગઇ આસ્થા સહુની ઉઠી,
થઇ બુદ્ધિ બધાયની બુઠી
ખરી વાત જણાવે છે જુઠીરે. હાય૦

પીએ ખારનાં ખાટાં પાણી,
બહુ બાટલીના બૂચ તાણી;
પંડિતાઇ પર ફેરવે પાણીરે. હાય૦
ગમે તેનું બધુંય ખપે છે,
બર્ફ સરબત આઇસક્રિમ લેછે;
દામ દેહ વટલાવવા દેછેરે. હાય૦
વદે શાસ્ત્રની વાત ન માને,
ભલે કહ્યું હોય ભગવાને;
જાય મરડાતા અભિમાનેરે. હાય૦
કહે કેશવ કયાં જઇ કહીએ,
હાય હોળી બળે છે હૈયે;
મન મારીને મુંગા રહીએરે. હાય૦

( આ પ્રમાણે સડી ગયા છે–કોહી ગયા છે–છતાં પૂછીએ કે કેમ ? ત્યારે કહે છે કે " અમે તો હવે સુધર્યા અને અમારા વડવા જંગલી જેવા હતા–અમારા વડવા પૈસાની પંદર બીડી પીતા હતા અને અમે આઠ આનાની એક ચીરૂટ પીએ છીએ. અમારા વડવા દુધ પીતા હતા અને અમોને ચા પાણી પણ સોંઘા મળતા નથી. અમારા વડવા બાર માસે વૈદને એકાદ રૂપૈઓ આપતા ત્યારે અમે એક ટંકની દવામાં રૂપૈઓ આપીએ છઇએ–( અરે આટલી બધી વાતો કરો છો ત્યારે બાપડા ધાંયજાને તો યાદ કરો ) અમારા વડવા એક હજામતના એક બે પૈસા આપતા હતા અને અમે એક હજામતના આઠ આના આપીએ તો પણ ઓછા પડે છે. અમારી બાઇઓ અમારા ઘરનું કામકાજ કરવા ઉપરાંત સુતર–હીર વિગેરે

બહારનું કામ કરીને પોતાના કપડાં, ધુપેલ તેલ વિગેરેનો ખર્ચ પોતે ઉપાડી લેતી હતી-ત્યારે અત્યારે ઘરનું કામ પણ તેનાથી થઈ શકતું નથી, તો પારકું કામ ક્યાંથી કરે !-અહો ! બાર માસમાં ભાગ્યેજ ૭ માસ સાજી રહે છે-ડોક્ટર સાહેબના બીલો ચૂકાવીને બરડો ફાટી જાય છે. તે માંદી રહે એટલે અમે અને છોકરાં પણ માંદાજ રહેવાનાં. આ પ્રમાણે અમારા તન અને ધનની ખુવારી છે-તે ખુવારી પાછળ અમારા મનની ખુવારી પણ ખરીજ. તન મન અને ધનથી આ પ્રમાણે ખુવાર થઇ ગએલાં-મડી ગએલાં જીવોને અત્યારના સુધારા સબંધી કાંઈ સંભળાવીએ. હવે તો લોકો જાગ્યા છે-માટે જરૂર પાછા વળશે.

### રાગ-રાજીઓ.

સંતો સુધારે શું કર્યું, કરી જો જો વિચારરે,
માઠી દશા થઇ છે દેશની, કયાં કરીએ પોકારરે. સંતો૦
ધર્મ જાય છે ઢોલ વાગતોરે, વળે કર્મોની કાણરે;
શરમ નથી રહી આંખની, મર્મ પહોંચ્યો મશાણરે. સંતો૦

( ગીતા સર્વ માન્ય પુસ્તક છે તેમાં શ્રી કૃષ્ણ પુનર્જન્મ સબંધી કહેછે છતાં )

લોક પરલોક માને નહીંરે, તીર્થ આદિનું તેમરે;
શ્રાદ્ધ સંવત્સરી કરે નહીં, નથી પૂર્વજમાં પ્રેમરે. સંતો૦
આચારનો અંતકાળ છેરે, સાવ વંઠયો વિવેકરે;
ઈશ્વરમાં આસ્થા નહીં, તર્ક કરે અનેકરે. સંતો૦
પંથ ઉપર ઉડે ચીંથરારે, ગયું ધર્માભિમાનરે;
મતભેદ વધતા જાય છે, ગયા દયા, દાન, માનરે. સંતો૦

( સંપ્રદાયો ઉપર માત્ર ધજાના નિશાન છે સંપ્રદાયના નાયકો ધર્મ ગૌરવ–વૈરાગ્ય–નો ત્યાગ કરીને, રાજ ગૌરવ–ઠાઠમાઠ–માં ગુંચાઇ ગયા છે. ઉપદેશ આપવાનું પોતાનું મુખ્ય કર્તવ્ય ચૂકી ગયા છે. જ્ઞાનના બળવિના પોતાના વાડાની રક્ષા કરવા જતાં મતભેદ વધતા જાય છે. )

માથાં બધાનાં બોડકાંરે, શૂન્ય સૌનાં કપાળરે;
શિખા સુત્રે શરમાય છે, ગમે આગળ વાળરે. સંતો૦
હંસ જેવા ઉજળા ફરેરે, કામ કાળાં કરાયરે;
વિશ્વાસ કયાં કરવો હવે, કોણ સાચો સહાયરે. સંતો૦
દેશની દાજ દેખાડતા, ઘણું વાણીમાં જોરરે;
પારકું એઠું ખાય છે, થયું અંધારૂં ઘોરરે. સંતો૦
પુનર્વિવાહના પંથમાંરે, લાભ લાગે છે ઠીકરે;
દોડી બતાવે છે દાખલા, ગઇ બાધાને બીકરે. સંતો૦

( વિધવાઓની સ્થીતિ ખરેખર દયાજનક છે પણ તેને પુનર્લગ્નથી સુખ આપવું એતો તેના મનુષ્યત્વ અને શીયળને ઝેર આપ્યા જેવું છે–તેની પાસેથી મનુષ્યત્વ ખુંચવી લેઇ કુતરીપણાનું દાન આપ્યા જેવું છે–આપણા દેશમાં જે જે નાતોમાં નાતરાં થાય છે, અને યુરોપ–અમેરિકામાં પણ જ્યાં જ્યાં પુનર્લગ્ન થાય છે તે કેવા સુખી છે–કેવી અધોગતિને પામ્યા છે તે તપાસીને જોનારને સહેલાઇથી સમજાય તેવો આ વિષય છે. વિષયના ભૂખ્યાં–સ્વાર્થી–ધર્મરહિત પશુતાથી પોષાએલાં સ્ત્રી પુરૂષોને આ વાત એકદમ સમજાય તેવી નથી. પુનર્લગ્ન કર્યા પછી કેટલેક વખતે તે બેઉ સ્ત્રી પુરૂષને મનુષ્યત્વ ખોવા માટે પસ્તાવો થયા વિના રહેતો નથી. પુનર્લગ્નના નિષ્પક્ષપાતી હીમાયતીએ બાળલગ્ન તથા કન્યાવિક્રય અટ-

કાવવા તનતોડ મહેનત કરવી જોઇએ. અને બીજી બાજુએ વિધવાઓ માટે વિધવા આશ્રય ખોલી આપવાં, ત્યાં કામકાજ કરીને પોતાનું ગુજરાન ચલાવી શકે તથા ઉત્તમ ધર્માચરણ પાળીને પોતાના પતિના તેમ પિતાના કુટુંબને સંતોષ આપે. વિધવાઓની સાથે હેત રાખવામાં આવે તો તે સ્ત્રીઓ માતા પિતાની અગર સાસુ સસરાની ઉત્તમ ચાકરી કરનાર છે. તેણીનો ખર્ચ-કપડાં અને અનાજ -થોડામાં થોડો છે. ધણીવાળી-ફાટી ગએલી અગર છોકરાંમાં ઘેરાએલી સ્ત્રીના કરતાં વિધવા બ્હેનો ઘણાજ થોડા ખર્ચમાં કુટુંબની ભારે શેવા કરે છે. નિચેની બાબતોમાં વિધવાએ ગાંફલ રહેવું તે હાથે કરીને સાપના મોંમાં હાથ દેવા જેવું છે.

૧ પારકા ઘરમાં રાંધવા રહેવું અગર બીજા કામ કાજ કરવા માટે નોકર થઇ રહેવું તે. રેંટીયો ફેરવીને બે આના કમાઇને બે આના ખાવા સારા છે.

૨ મંદિરોમાં સેવાને બ્હાને ઘણું આવવું જવું તે.

૩ વિષય ઘેલાં સ્ત્રી પુરૂષોનો સંગ અને તેમની વાતો. શૃંગારી કીર્તનો પણ તેવાંજ ભયંકર છે.

૪ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ નામના પાંચ વિષયો ઉશ્કેરાય તેવાં શણગાર, વસ્ત્રો, ભોજન તથા ઠઠ્ઠા મશ્કરી.

મને તો એમ જણાય છે કે ભાગ્યશાળી વિધવા બ્હેનોના તપથીજ આ ધર્મ ટકી રહ્યો છે કારણ કે સાઠ વરસનો ડોસો રાંડશે તો ફરી પરણવા તૈયાર થઇ જશે અને નાતમાં કન્યાઓની તપાસ કરશે અને પંદર વરસની દીકરી રાંડશે તો સંસારના તમામ સુખને તૃણવત ગણીને મોટા યોગીઓ પાળી શકતા નથી તેવા ધર્મને પાળશે. તેવી પવિત્ર બ્હેનોને ઘણાજ હેતથી જય શ્રીકૃષ્ણ કરીને

આગળ વધીએ. ' ગર્ભોપનિષત્ ' મુળ તથા સુંદર ભાષાંતર અને ટીકા સહિત અશાડ સુદી ૨ પ્રગટ થશે તે જરૂર વાંચશોજી. ધાર્મીક જીવોને વાંચવા જેવું છે, કીંમત માત્ર ૭ પાઇ છે. પરણી ઉતરેલા તેમ પરણવા માટે તૈયાર થએલાં દરેક સ્ત્રી પુરૂષોને વાંચવાની ખાસ જરૂર છે. )

**જ્ઞાનભંડાર ઘરમાં ભર્યોરે, જાય બીજાને હાથરે;**
**પોતે રહ્યા પેટ કુટતા, જેમ અંધા અનાથરે—સંતો૦**

રૂષિ મુનિઓના વેદ, પુરાણ, સ્મૃતિઓ આદિ ઉત્તમ ગ્રન્થો ભણીને યુરોપ અમેરિકાના વિદ્વાનો તેના રહસ્યને સમજવા મથી રહ્યા છે-સમજવા પછી કાંઇ કાંઈ ચમત્કાર કરી રહ્યા છે. ત્યારે આપણે ત્યાં અઢીસો મણનો લાડુ ઉપાડી જાય એટલા બ્રાહ્મણો નાતમાં પધારે છે ત્યારે માત્ર સંધ્યાવંદન સંબંધી પુછીએ તો સોએ પંચાંણુ ટકા ઓદો અગર ધાડલ માલ નીકળે છે. આપણે પુછીએ કે 'આપના ઘરમાં સંધ્યાનું પુસ્તક છે ?' ત્યારે કહેછે કે " હોવે-સંધ્યાના પાંચ પુસ્તક છે, ભાગવતની પોથીઓ પણ બાંધેલી પડી રહી છે, અને ઉપનિષતની પોથીઓને ઉધાઇએ ખાવા માંડી છે." બ્રાહ્મણ, વાણીઆ, પાટીદાર વિગેરે તમામ કોમોએ પોત પોતાના કર્માનુસાર નિત્યકર્મ શીખવાંજ જોઇએ. હજી ઉંઘતા હોતો જાગજો. જાગ્યા પછી સારા સારા ગ્રન્થનો અભ્યાસ ચાલુ રાખજો. આંખો વિનાનો આંધળો અને વિદ્યા વિનાનો માણસ અગર સ્ત્રી સરખાંજ સમજવાં, ધનવાનના દિકરા છતે દગ્ગે ભીખારી ફરે તે ખરેખર ગાંડપણ છે. )

**નારીઓ પણ નકટી થઈ રે, જાણે વેશ્યા બાજંદરે;**
**અંગનો રંગ દેખાડતી, નાથ જાલે છે હાથરે—સંતો૦**

( સાર-સ્ત્રીઓ પહેરવા ઓઢવાના શોખમાં પોતાનું સ્ત્રીપણું-સ્ત્રીમર્યાદા-સ્ત્રી ધર્મ-શીયળ વિગેરે વાત ચૂકી ગઈ. તેના પરિણામમાં વેસ્યાઓની માફક વિષય સુખ ભોગવવાની પુતળીઓ બની ગઇ. ઘણા માણસોને શંકા થતી હશે કે જે સ્ત્રીઓ કોઈને પોતાનું મુખ બતાવતી નહીં-પોતાના દરેક અવયવો મર્યાદાથી ઢાંકીને રહેતી હતી, બોલવામાં પણ ઘણીજ વિવેકી અને નમ્ર હતી-તે એકદમ વેસ્યા બાજંદ કેવી રીતે બની ગઇ?-જવાબ-સ્ત્રીઓને આપણે નાટક બતાવ્યાં. નાટકમાં સ્ત્રીઓનો વેશ પહેરનારા પુરૂષો છે તેથી ગમે એવાં આછાં વસ્ત્રો પહેરી શકે તથા ગમે તેવી રીતે હાવભાવ કરી સ્વચ્છંદ છલકાવી શકે. તેની છાપ સ્ત્રીઓના હૃદયમાં પડી ગઇ-નકલ કરી પણ તેમાં અકલ ન વાપરી કે નાટકશાળામાં રમનારા તો પુરૂષો છે અને આપણે તો સ્ત્રીઓ છઇએ-( આપણે તો મર્યાદાનું મથક છઇએ. ) આવા હડહડતા જમાનામાં હજી જે બ્હેનોએ પોતાનું જીવન મર્યાદાથી પાળ્યું છે તેમને જય શ્રીકૃષ્ણ કરીને આગળ વધીએ.)

ઝીણાં શરીરે લૂગડાંરે, અંગ આખાં દેખાયરે;
પાનની પટ્ટીઓ ચાવતી, નહિ લેશે લજાયરે--સંતો૦
રંગભૂમીના નાટકેરે, વળી વાળ્યું નખોદરે;
ભેળાં ભરાઈ નરનારીયો, પૂર્ણ પામે પ્રમોદરે.—સંતો૦

( કેસર નાંખીને કઢેલું ઝેરવાળું દુધ પ્રાણને હરનાર છે તેમ નાટક પણ આપણા ધર્મને હરનાર છે. નરસિંહ, મીરાં અગર એવા બીજા ભક્તોના નાટક જોવાને બ્હાને પણ નાટકશાળામાં જવું વ્યાજબી નથી-કલાલને ઘેર જઇ દુધ પીવા જેવું છે. )

ગુરૂ ચેલા સરખા બધારે, નથી ફેર લગારરે:
કોણ કોણને શુભ શીખવે, વર્ણ સરખા અઢારરે--સંતો૦

( વૈરાગ્ય એ ધર્મનું સાચામાં સાચું સ્વરૂપ છે, છતાં ચેલા કરતાં ગુરૂ પાસે રજોગુણી ઠાઠમાઠ વધારે હોય, ઘડી ઘડી વારમાં મીજાજ ખોઇ નાંખે તેવા તામસી ગુરૂ હોય, પોતાનો ઠાઠ જાળવી રાખવા માટે ઘણા લોભી હોય તો તે ગુરૂ, ચેલા જેવાજ ગુણવાળા છે–ત્યારે ચેલાનું કલ્યાણ શું કરી શકે ! )

ખર્ચ વધ્યા ખાનપાનનારે, ક્યાંક અન્નના ઉચાટરે;
શોભા જણાવવા સાચવે, કાચવાળા કબાટરે—સંતો૦

( દસ વરસ ઉપર જે પંદર રૂપૈઆના લાયક હતા તેમને આજે સાઠ મળે છે પણ ફૂ–ફૂ–ધોબી, દરજી, ઘાંયજા વિગેરે નહીં ભણેલા, ભણેલા લોકો કરતાં વધુ કમાય છે. ચા, પાન, સોડા, ભજીયા, કજીયા વિગેરે દુરવ્યસનો નહીં તજો અને સાદુ જીવન નહીં ગાળો ત્યાં સુધી ગમે તેટલું કમાઓ પણ પાઇ બચવાની નથી. વ્યાજે કાઢીને વાજાં વગડાવો છો, એક બીજાના કરતાં મોટા મોટા વરા કરોછો–પોતે ખુવાર થાઓછો અને બીજા દેખાદેખી કરે તેવા ગરીબોને ખુવાર કરો છો. વરાના કામમાં ધનવાનોએ, ગરીબોની દયા ખાઇને, જેમ બને તેમ સાદા અને થોડા વરા કરવા. બચેલા ધનનો ઉપયોગ બાળકોની કેળવણીમાં વાપરવો. અત્યાર સુધી વ્યસનોને રસ્તે ચડયા નથી તથા જે ધનવાનો ગરીબોનો વિચાર કરીને પોતાને ઘેર જેમ બને તેમ સાદા વરા કરે છે તથા નવા નવા રીતરીવાજ દાખલ નહીં કરતાં જે છે તેનેજ દેશકાળને અનુસરી સાદા કરે છે–થોડા ખર્ચાળ કરે છે, તે સમજુ પુરૂષોને ઘણાજ હેતથી જયકૃશ્રીષ્ણ કરીને આગળ વધીએ. )

કેશવ હરિ કરૂણા કરે રે, થાય તો તો કલ્યાણરે:
નહીંતો અરે આ દેશનાં, બુડયાં બારેય વ્હાણરે—સંતો૦

( સારમાં સાર–ખાવા હશે તો ભગવાનને ભજી શકશો. કાંઇ ખાવા રહે તેવા વિચાર કરીને સાદુ અને પવિત્ર જીવન ગાળવા પ્રયત્ન કરો–આજથીજ પાછા વળવાનું શીખો–હરકતો મૂકો તો બરકતો થાય. કોઇનો વાદ લેશો નહીં. માનો તો ઠીક છે નહીં તો હમણા બે–પાંચ કે દસ વરસે મોં પહોળુંજ થઇ જશે અને " રામ બોલો ભાઇ રામ " કરતા લઇ જશે, ત્યારે તો માનશોજ. )

---

## ચોપાઈ

ટટ્ટા તોડ જગત્ કો નાતા, નહીં કોઈ માત પિતા સુતભ્રાતા;
હરિસો હેતુ નહીં કોઇ અપના, જગ વ્યવહાર રેનકા સ્વપ્ના.
ઠઠ્ઠા ઠાકોર પરમ સ્નેહી, જીનીયે દીનિ યહ સુંદિર દેહી;
નરદેહીકો લ્હાવો લીજે, પ્રેમ મગન હોઇ હરિરસ પીજે.
તત્તા તેરી સફલ કમાઇ, નરદેહી સમરણકો પાઇ;
હરિ ભજી ગર્ભવાસસે છૂટો, રામ નામ એસો ધન લૂંટો.
થથ્થા થોરા જીવન ભાઇ, હરિ બીનું જન્મ અકારથ હોઇ;
ચેતન હોઇ હરિનામ ઉચારો, તનકી ત્રીવિધા તાપ નિવારો.
દદ્દા દેખ જગત્ વ્યવહારા, માયા જાલ બંધ્યા સંસારા;
બંધનસે છૂટન જો ચહિએ, શરણુ જાઇ સંતન કો રહિએ.

---

## મોટા પુરૂષોના વિચારો.

### ( દોહરા )

એક ભરોસો એક બલ, એક આશ વિશ્વાસ;
સ્વાંતિ બુંદ રઘુનાથ હય–ચાતક તુલસીદાસ. સીયા૦ ૧
કબીર છીપ સમુદ્રકી, રટે પીયાસ પીયાસ;
ઓર બુંદકો ના ગ્રહે, સ્વાંતિ બુંદકી આશ. સીયા૦ ૨

સબ દેખે-પરખે-લીખે, બહુત કહે કયા હોય;
તુલસી સીતારામ બીન, અપનો નાંહિ કોય. સીયા૦ ૩
આશા તો એક રામકી, દુજી આશ નિરાશ;
નદિ કીનારે ઘર કરો, કબુ ન પીડે પ્યાસ. સીયા૦ ૪
તુલસી તલપ ન છાંડીએ, નિશ્ચૈ લઇએ નામ;
મનુષ્ય મજુરી દેત હે તો કયું રખેગો રામ. સીયા૦ ૫
ચલતી ચક્કી દેખ કે, દીયા કબીરા રોય;
દો પડ ભીતર આયકે, સાબીત રહા ન કોય. સીયા૦ ૬
એરનકી ચોરી કરે, કરે સોયકા દાન,
ઉંચે ચડકે દેખતે, આવત કયું ન વિમાન. સીયા૦ ૭
બાવા બનકર બેઠીયા, ઘરમેં રાખે રાંડ;
તુલસી કીડા લીમકા, કયું કરી ચાખે ખાંડ, સીયા૦ ૮
મનુષ્ય જન્મ દુર્લભ હય, મીલે ન વારંવાર.
તરૂવરસેં પત્તા ખરે, ફીર ન લાગે ડાર. સીયા૦ ૯
સુખમે સમરણ ના કીયા, દુઃખમે કીયા યાદ,
કહે કબીર તે શઠતણી, કોન સુને ફરિયાદ, સીયા૦ ૧૦
નરતન ધરી જાકું નહિં, સંત અસંત પીછાણુ,
મુક્ત કહે તાકો નહીં, કોટી જન્મ કલ્યાણ. સીયા૦ ૧૧
મીલન ચહો કલ્યાણકો, તો કરના સત્સંગ,
મુક્ત કહે સબ ગ્રન્થકો, એ સિદ્ધાંત અભંગ. સીયા૦ ૧૨

( ગંગામાં સ્નાન કરે પણ ચોળીને ન સ્નાન કરો તો મેલ ઉતરતો નથી તેમ સત્સંગમાં જાય પણ અભીમાનને અળગુ ન કરે-

માન મૂકીને સદ્‌ગુરૂ અગર વૈષ્ણવોની શેવા કરે તો જરૂર નકો મળે.)
દ્વાર ધણીકે પડ રહે, ધક્કા ધણીકા ખાય;
કબહુ ધણી નિવાજહીં, જો ઘર છાંડ ન જાય. ૧૩
કબીર સબ જગ નિર્ધના, ધનવંતા નહીં કોય;
ધનવંતા સોહે જાનિયે, રામ નામ ધન હોય; ૧૪
પઢનેકી હદ સમજ હે, સમજકી હદ અરૂ જ્ઞાન;
જ્ઞાનકી હદ હરિનામ હે, એ સિદ્ધાંત ઉર આન; ૧૫
પુષ્પ મધ્ય જ્યું બાસ હે, વ્યાપ રહા સબ માંહિ;
સમસ્યાસેં સમજી લીયો, ઓર કહું કુછ નાહીં; ૧૬
મેં જાણ્યું હરિ દૂર હે, હરિ હય હૃદયા માંહિ,
આડી ત્રાટી કપટકી, તાસે દીસત નાહિં. ૧૭
( એક પોળમાંથી બીજી પોળમાં બારી વાટે ઘડીવારમાં ત્યાં જવાય પણ બારી બતાવનાર સાથે ન હોય તો ફાંફાં મારવાંજ પડે.)
ગુરૂબીનુ જ્ઞાન ન ઉપજે, ગુરૂબીનુ મીલે ન ભેદ;
ગુરૂબીનુ સંશય ના મીટે, જય, જય, જય, ગુરૂદેવ. ૧૮
તીરથ નાહ્યે એક ફલ, સંત મીલે ફલ ચાર;
સદ્‌ગુરૂ મીલે અનેક ફલ, કહે કબીર વિચાર. ૧૯
( કાલ કરતો હો તો આજ કર. )
પાવ પલકકી ખબર નહીં, કયું કરતા કલકી બાત;
જીવ ઉપર જમ ફીરત હે, જ્યું તેતર પર બાજ. ૨૦
બહોત સંત તો કહી ગયા, ફીર કહું બજાઈ ઢોલ,
શ્વાસા ખાલી જાત હે, તીન લોકકો મોલ. ૨૧

ચતુરાઇ ચૂલે પડી, ઓલે પડયો આચાર;
તુલસી ભગવત ભક્તિ બીન, ચારો વર્ણ ચમાર, ૨૨
નીચ નીચ સબ તર ગયે, સંત ચરણ લૌલીન,
જ્ઞાતિ કે અભિમાન મેં, ડુબે બહુત કુલીન. ૨૩
તુલસી સોઇ ચતુરતા, રામ ચરન લૌલીન;
પર ધન પર મન હરનકુ, વેશ્યા બડી પ્રવીન. ૨૪

( તાત્પર્ય-તારા કરતાં વેશ્યા વધારે કમાય છે અને વધારે માણસોને ઠગી શકે છે; મોજ મજા પણ વધારે ભોગવે છે. )

હરિજન તો હાર્યા ભલા, જીતન દે સંસાર;
હાર્યા સો હરિસેં મીલે, જીત્યા જમકે દ્વાર. ૨૫

( તાત્પર્ય-હરિજન થા અને સંસારથી હારી જા-સંસારમાં મોટા થવાનો ડોળ છોડી દે. કાંઇ ભાગ્ય ઉદય થાત તો-)

દયા ધર્મકો મૂલ હે, પાપમૂલ અભિમાન;
તુલસી દયા ન છાંડીએ, જબ લગ ઘટમેં પ્રાન. ૨૬

( પ્રથમ શરીરથી શેવા કરવી-પાઇ વાપરવી નહીં. અધિકાર થાય ત્યારે પાત્રતા જોઇને ધન વાપરવું).

તુલસી પંછીન કે પીએ, ઘટે ન સરિતા નીર;
ધર્મ કીયે ધન ના ઘટે, સહાય કરે રઘુવીર. ૨૭

( પાત્રતા જોયા વિના ફેંકી દેવાની વાત કરવી નહીં-કારણકે, ધનની ભારે અગત્ય છે-ઘણા લોક દુઃખી છે. રજોગુણ અને તમોગુણ વધે તેવાં વસ્ત્રો, દાગીના અગર અન્ન આપતાં બહુજ વિચાર કરવો. બ્રાહ્મણો ભોજન-લાડુ દેખીને ભણવાનું ભૂલ્યા. કઇક રોટલાને દુઃખે અગર સ્ત્રી પુત્રના દુઃખથી બાવા થયા-બ્રાહ્મણ થઇને બ્રાહ્મણ પણું

સાચવી ન શક્યા—બાવા થઇને બાવાપણું ન શોભાવ્યું—ખાધું પીધું અને મોજ કરી—આવા મોજે ચડેલાને મોજે ચડાવવાનું આળ આપણા ઉપર છે. વિદ્યા અને શુભાચરણ બ્રાહ્મણ સાધુની સાચી કમાઇ છે. તીવ્ર વૈરાગ્ય વિના ઘરબારનો અગર કુટુંબનો ત્યાગ કરી બાવા બનેલા—ધર્મની મહાન આજ્ઞા ઉપર પગ મૂકીને ચાલનારા—એકજ ઠેકાણે પડી રહેનારા—સ્ત્રીઓ અને ધન જે ખાસ તજવા લાયક છે તેનાજ સંગ કરનારા, સનાતન ધર્મના સડેલાં અવયવો છે તે સુધરે તેમ હોય તો સુધારવા પ્રયત્ન કરવો—નહીંતો આપણે તેમનો તદ્દન ત્યાગ કરી દેવો જોઇએ. ભગવાં દેખીને ઘેલી ડોસીઓ દોડે છે, તેમ કરવું સમજુ પુરૂષોને ઘટતું નથી.—આવા બનીને ૨૫–૫૦ દોહરા અને બે પાંચ શ્લોકો શીખીને મોટી મોટી વાતો કરે તો પણ છેતરાવું નહીં. કારણકે નાટકશાળામાં જેવો ઉપદેશ થાય છે તેવો ક્યાંઇ થતો નથી. રૂડાં આચરણ—સ્ત્રી તથા ધનનો ત્યાગ, સંતોષ, ક્ષમા, વૈરાગ્ય સંતોમાં ખાસ કરીને ચમકી રહેવાં જોઇએ. આટલો બધો ભાર દેવાનું કારણ એટલુંજ છે કે રૂડા પુરૂષોને ઓળખો અને ધનનો સદુપયોગ કરો—ઘણા ખાનદાન લોક દુઃખી છે.—જેમ અન્ન ક્ષેત્ર ઘણાં છે તેમ તેઓ માટે ફરજીયાત જ્ઞાન ક્ષેત્ર બીલકુલ નથી. તો તે ખોલવાં. )

જેસી પ્રીત હરામમેં, એસી હરમે હોય;
ચલો જાત વૈકુંઠમેં, પલા ન પકડે કોઇ. ૨૮
જેસી મીઠી લગત હે, નીંદા–ચુગલી ગાથ;
એસી લાગે હરિકથા, તો તરવેમેં ક્યા બાત. ૨૯

( આ બધી કુટેવો અગર ભવ રોગ મટાડવો હોય તો બરાબર ચીવટ રાખીને, જ્યાં મન ઠરે ત્યાં, દ્રઢ વિશ્વાસથી, સત્સંગ

કરવો. ભગવાન પોતે કોઇને ઉપદેશ આપતા નથી-પોતાના ભક્તો દ્વારા-સદ્‌ગુરૂ દ્વારા જીવનું કલ્યાણ કરે છે. ગમે તેવા પાપી હોય-અધર્મી હો, કુતર્કી હો-આખા ગામને ડગવાની શક્તિ ધરાવતા હો તોપણ સદ્‌ગુરૂ તમને બચાવશે એવો દ્રઢ વિશ્વાસ રાખી તેમનાં વચનમાં વિશ્વાસ રાખવો-આજ્ઞાનું યથાસ્થિત પાલન કરવું. )

**કરત કરત સત્સંગ જડ જન હોત સુજાન;**
**રસડી આવત જાત, પથ્થર કરત નિશાન.** ૩૦

---

ગજલ.

જગત્ આ હર્ષમાં રાજે, [1]થયો અવતાર શંકરનો
ગગન આનંદમાં ગાજે. થયો અવતાર શંકરનો

બન્યું બ્રહ્માન્ડ મતવાલું, ઉછાળે જ્ઞાનનું પ્યાલું
સ્વરૂપાનંદમાં માલે, થયો અવતાર શંકરનો

નગારા ધર્મના ગાજે, સકળ જન શાંન્તિમાં સાજે
વીણાઓ વેદની વાજે, થયો અવતાર શંકરનો

ગજાવ્યું જોરથી બ્રહ્માણ્ડ. તોડયું છે વિશ્વનુ કૌભાણ્ડ
ફોડયુ છે ડાંડ માયાકાંડ. થયો અવતાર શંકરનો.

---

૧ આ ઠેકાણે 'થયો અવતાર વિષ્ણુનો ' એવું કહીએ તો પણ ચાલે.

# કેટલાએક ગૂઢ શબ્દોનું જ્ઞાન.

**વેદ**—ચાર છે-ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ.

**ઉપવેદ**—ચાર છે-ઋગ્વેદનો આયુર્વેદ, યજુર્વેદનો ધનુર્વેદ, સામવેદનો ગાંધર્વવેદ. અથર્વણવેદનો સ્થાપત્ય વેદ.

**શાસ્ત્ર**—૬ છે-સાંખ્ય, યોગ, વેદાંત, મીમાંસા, ન્યાય, વૈશેષિક.

**ધર્મના અંગ**—ત્રણ છે-ભક્તિ, જ્ઞાન અને કર્મ.

**પુરાણ**—અઢાર છે-બ્રહ્મપુરાણ, પદ્મ પુ., વિષ્ણુ પુ., શિવ પુ., શ્રીમદ્‌ભાગવત, નારદ પુ., મારકંડેય પુ., અગ્નિ પુ., ભવિષ્ય પુ., બ્રહ્મવૈવર્ત પુ., લિંગ પુ., વારાહ પુ., સ્કંદ પુ., વામન પુ., કૂર્મ પુ., મત્સ્ય પુ., ગરૂડ પુ., અને બ્રહ્માંડપુરાણ.

**લોક**—ચૌદ છે-તલ, અતલ, વિતલ, સુતલ, તલાતલ, રસાતલ, પાતાલ, ભુર્લોક, ભુવર્લોક, સ્વર્ગલોક, મહર્લોક, જનલોક, તપોલોક, સત્યલોક.

**વિદ્યા**—ચૌદ છે-બ્રહ્મજ્ઞાન, રસાયન, શ્રુતિકથા, વૈદ્યક, જ્યોતિષ, વ્યાકરણ, ધનુર્વિદ્યા, જળમાં તરવું, સંગીત, નાટક, અશ્વારોહણ, કોકશાસ્ત્ર, ચોરી, ચતુરતા.

**ભક્તિ**—નવ પ્રકારની છે-શ્રવણ, કીર્તન, અર્ચન, વન્દન, ચરણશેવા, સ્મરણ, આત્મનિવેદન, દાસત્વ, સખ્ય.

**સપ્તર્ષિ**—વસિષ્ઠ, અત્રિ, કશ્યપ, વિશ્વામીત્ર, ભરદ્વાજ, જમદગ્નિ, અને ગૌતમ.

**વર્ણ**—ચાર છે-બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શૂદ્ર.

**આશ્રમ**—ચાર છે-બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થ અને સન્યાસ.

**યુગ ચાર છે**—સતયુગ, ત્રેતા, દ્વાપર અને કલિયુગ.

**પ્રાણી અથવા આકર ચાર છે**—જરાયુજ, અંડજ, સ્વેદજ, અને ઉદ્ભિજ.

**અવસ્થા ચાર છે**—જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ, અને તુરીયા. બાલ્યાવસ્થા, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા એવી ત્રણ પણ અવસ્થા કહેવાય છે.

**ગુણ ત્રણ છે**—સતોગુણ, રજોગુણ અને તમોગુણ.

**મોટા દેવ ત્રણ છે**—બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ.

**પંચમહાયજ્ઞ**—વેદપાઠ, તર્પણ, હોમ, બલિવૈશ્વદેવ, અને અતિથિ સત્કાર.

**પંચ તત્વ**—પૃથ્વી, જળ, તેજ, વાયુ, અને આકાશ.

**ગુરૂ-ત્રણ**—માતા, પિતા અને આચાર્ય.

સમાપ્તમ.

---

# મોક્ષ મંદીર.

## અમદાવાદ–હાજાપટેલની પોળ.

મોક્ષ મંદીર શું છે અને શું કામકાજ કરે છે તે સંબંધી ગુજરાત તથા ગુજરાત બહાર ઘણા લોકો સમજી શક્યા છે. મોક્ષ મંદીરમાં શ્રીમદ્ ભાગવત્ ઉપર થતાં અસરકારક વ્યાખ્યાનો મોક્ષ પત્રિકા નામના માસિકમાં ૨૦૦૦ નકલથી પ્રગટ થાય છે. તોપણ તે માસિકનો હજી જેટલો ફેલાવો થવો જોઇએ તેટલો થયો જણાતો નથી. કારણકે તે વ્યાખ્યાનોના પ્રતાપથી લોકોને તન મન અને ધન ત્રણેનો લાભ થયો છે. ભાષા સાદિ અને સરલ છતાં ઉત્તમ જ્ઞાન પ્રાપ્ત કરવાનું સાધન છે. ઉપદેશ સર્વ ધર્મી હોવાથી જૈન, ઢુંઢીયા, સ્વામીનારાયણ, શૈવો, વૈષ્ણવો, પારસી વિગેરે તેનો બ્હોળો ઉપયોગ કરે છે. એક માસે સો રૂપૈયા ખર્ચતાં પણ ન મળે તેવો લાભ વરસ દહાડે માત્ર રૂ. ૨) ભરવાથી ઘેરબેઠાં મોક્ષ મંદીરની કથા સંભળાય તેવી આ યુક્તિ છે–ટેલીફોન અગર ફોનોગ્રાફ છે. દરેક સજ્જન સ્ત્રી પુરૂષને ઘરમાં સત્કાર કરવા લાયક માસીક છે.

બે રૂપૈયામાં બાવીસનો લાભ થાય તો બીજી સાલ ચાલુ રાખવું. સદરહુ માસીક સંવત ૧૯૭૬ ના માઘ માસથી પ્રગટ થાય છે. ચાલુ સાલના માઘથી ત્રીજું વરસ બેઠું. ૭૬ તથા ૭૭ ની સાલના તમામ અંકો પાકાં પુંઠાથી બંધાવી બંધામણીના ૦–૮–૦ લીધા વિના દરેકના રૂ. ૨–૨–૦ થી બહારગામ પોસ્ટ દ્વારા મોકલાય છે. અહીં મંદીરે જાતે લઈ જનાર પાસેથી માત્ર રૂ. ૨) લેવાય છે.

પુસ્તકના પ્રમાણમાં તેની કીંમત ઘણી જુજ છે. હવે નકલો થોડી છે માટે કાંઇક જીવન કળા ખીલવવાની ઇચ્છા હોય તો આળસ

ન કરશોજી, પૈસા ખરચવા ન ગમે તો કોઈક દિવસ સવારમાં આઠ વાગતે કથામાં તો પધારજો. જોવા જેવું છે તે. ઉપરાંત નીચેનાં પુસ્તકો પણ પ્રગટ થયાં છે.

મોક્ષવાણી—તુલસીદાસ કૃત રમાયણમાંથી ચુંટી કાઢેલા ઉત્તમ ઉત્તમ પ્રસંગો ચોપાઈ સાથે ગુજરાતી ટાઈપમાં તથા ગુજરાતી ટીકા સહિત ત્રેવીસ ફરમાનું પુસ્તક. ૦-૮-૦

મોક્ષમણી પ્રથમ ભાગ-શ્રી શંકરાચાર્યનું ચર્પટ પંજરીકા નામનું સ્તોત્ર શ્લોક પદચ્છેદ વિગેરે તમામ ગુજરાતી ટાઈપમાં ... ... ... ... ... ૦-૧-૦

મોક્ષમણી બીજો ભાગ—શ્રી શંકારાચાર્યનું મોહમુદગર (ઉપર પ્રમાણે) પુસ્તકો ખલાસ થઈ ગયા છે. ૦-૧-૩

મોક્ષમણી ત્રીજો ભાગ—શંકરાચાર્યનો તત્વબોધ (ઉપર પ્રમાણે) ... ... ... ... ... ૦-૩-૦

મોક્ષમણી ચોથો ભાગ—શ્રી શંકરાચાર્યનો આત્મબોધ (ઉપર પ્રમાણે) ... ... ... ... ૦-૩-૬

મોક્ષમણી પાંચમો ભાગ—મહાત્મા તુલસીદાસજીની મણીરત્નમાળા (ઉપર પ્રમાણે)... ... ... ૦-૨-૦

ચાર ભાગો—એક પુસ્તકમાં બાંધેલા ... ... ૦-૮-૦

( મોક્ષમણી—મંગાવનારે દરેક ભાગે ૦-૦-૬ પોસ્ટેજ મોકલવું. )

રઘુવંશ પ્રથમ તથા દ્વિતીય સર્ગ-પદચ્છેદ, ગુજરાતી તથા અન્વય ભાષાંતર સહિત-કીમત ૦-૧૨-૦ બાર આના છે.

વિદ્યાર્થી પાસેથી કીમત ૦-૮-૦.